- આપ (સલ.)ને જ અલ્લાહ તઆલાએ "મકામે મહમૂદ" અર્પણ કરવાનો વાયદો ફરમાવ્યો છે. આપને જ અલ્લાહ તઆલાએ "હૌઝે કવષર" અર્પણ કરી છે. અલ્લાહ તઆલાએ "વસીલહ" નામી સ્થાન પોતાના ખાસ બંદા નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને આપવાનો વાયદો ફરમાવ્યો છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : બેશક, (હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ !) અમે આપને કૌષર અર્પણ કરી છે. *(સૂ.કૌષર-૧)*

## ❋ કુર્આન શરીફ વિશે ❋

- કુર્આન શરીફને અલ્લાહ તઆલાએ પોતાના મહબૂબ હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર વહી સ્વરૂપે હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) મારફત ૨૩ વર્ષમાં જરૂરત મુજબ ક્રમશઃ ઉતાર્યું છે.

કુર્આન શરીફમાં છે : અને આ (કુર્આન) સર્વે જગતના પરવરદિગારનું ઉતારેલું છે. તેને પ્રામાણિક ફરિશ્તા હઝ. જિબ્રઈલ (અલયહિસ્સલામ) લઈને ઉતર્યા છે. આપના દિલ પર (ઉતાર્યું) કે જેથી આપ (અલયહિસ્સલામ) ડર સંભળાવનાર થાવ, શુદ્ધ અરબી ભાષામાં. *(સૂરએ શૂઅરા : ૧૯૨-૧૯૫)* એ(ની વાણી) તો માત્ર વહી છે, જે મોકલવામાં આવે છે કે તેમને એક મહા શક્તિવાન (ફરિશ્તો આ વહી) શીખવે છે કે જે (મૂળથી જ) બળવાન છે. *(સૂ.નજમ : ૪-૬)*

- કુર્આને પાક પોતાની અસલી હાલત પર અક્ષરશઃ અને શબ્દશઃ મૌજૂદ છે, અને કિયામત સુધી રહેશે.
- કુર્આન મજીદની સુરક્ષાની જવાબદારી ખુદ અલ્લાહ તઆલાએ પોતે લીધી છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : બેશક, અમે જ આ કુર્આને પાક ઉતાર્યું છે, અને અમે જ તેના રક્ષક છીએ. *(સૂરએ હિજ્ર : ૯)*

* કુર્આન પૂર્વેની મશહૂર આસમાની કિતાબો તવરાત, ઈન્જીલ અને ઝબૂર (બાઈબલ નવો-જૂનો કરાર) છે. પરંતુ આજે આ કિતાબો પોતાની અસલ હાલત પર બાકી રહી નથી.

અલ્લાહપાક ફરમાવે છે : પછી તેઓના કરાર તોડવાના કારણે જ અમે તેઓના ઉપર લઅનત કરી અને તેઓના દિલ અમે સખત કરી દીધા. તેઓ(માંના આલિમો તવરાતના) કલામને તેના યોગ્ય સ્થળેથી ફેરવી નાખતા હતા. *(માઈદહ : ૧૩)* (હે મુસલમાનો !) શું હવે પણ તમે આશા રાખો છો કે, એ (યહૂદીઓ) તમારા કહેવાથી ઈમાન લાવશે ? જો કે તેઓ માંહે કેટલાક લોકો એવા થઈ ગયા છે, જેઓ અલ્લાહપાકનું કલામ સાંભળતા હતા. ફરી તેને સમજ્યા પછી કંઈનું કંઈ કરી નાખતા હતા. *(બકરહ : ૭૫)*

* કુર્આન મજીદના અવતરણ (નાઝીલ થવા) પછી બીજી કોઈ આસમાની કિતાબ પર અમલ કરવો જાઈઝ નથી.
* પોતાની બુધ્ધિથી કુર્આન શરીફની તફસીર (ભાષ્ય) કરનાર માણસનું ઠેકાણું જહન્નમ છે.
* કુર્આન મજીદની કોઈ વાત, ખબર કે હુકમની ઠેકડી ઉડાડવી કુફ્ર છે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : અને જ્યારે અમારી આયતો પૈકી અમૂકની તેને જાણ થાય છે ત્યારે તેની હાંસી ઉડાવે છે. એવા જ લોકો માટે ઝિલ્લતનો અઝાબ છે. *(સૂરએ જાષિયહ : ૯)*

* કુર્આન મજીદના કોઈ પણ હુકમનો ઈન્કાર કુફ્ર છે.

કુર્આન શરીફમાં છે : અને એવી જ રીતે અમે આપના ઉપર આ કિતાબ ઉતારી, તો જેમને અમે કિતાબ(ની સમજ) આપી છે, તેઓ એ કુર્આનને માને છે અને આ (અરબ) લોકોમાં પણ કેટલાક એને માને છે અને (ધર્માંધ) નાફરમાનો સિવાય અમારી આયતોનો કોઈ ઈન્કાર કરતું નથી. *(અન કબૂત : ૪૭)*

* કુર્આન મજીદ રમઝાન મુબારકમાં લયલતુલ કદ્રમાં એકી સાથે લવ્હે મહફૂઝથી આસમાની જગત પર ઉતારવામાં આવ્યું.

કુર્આન શરીફમાં છે : બેશક, અમે એ (કુર્આન)ને એક બરકત-વાળી રાત્રે ઉતાર્યું. *(સૂરએ દુખાન : ૩)* બેશક, અમે જ આ (કુર્આન)ને શબે કદ્રમાં ઉતાર્યું છે. *(સૂરએ કદ્ર : ૧)* મતલબ કે લવ્હે મહફૂઝથી પહેલા આકાશ પર જે એકી વખતે પુરૂં કુર્આન મજીદ ઉતાર્યું, તે શબે કદ્રમાં જ ઉતાર્યું હતું.

* કુર્આન કોઈ ઈન્સાનની વાણી નથી અને એવું સમજવું કુફ્ર છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સમયમાં વલીદ બિન મુગીરહે કુર્આન વિશે કહ્યું કે, તે મનુષ્યવાણી છે. તો અલ્લાહપાકે તેને જહન્નમી ઠેરવ્યો. ફરમાવ્યું : આખરે બોલ્યો કે એ તો માત્ર આગલાઓથી ચાલ્યો આવતો જાદૂ છે. એ તો માત્ર મનુષ્યની વાણી છે. (પણ એની શિક્ષામાં) હવે હું તેને જહન્નમમાં નાંખીશ.

*(સૂરએ મુદ્દસ્સિર : ૨૪-૨૬)*

## ❋ સહાબએ કિરામ વિશે ❋

* જેણે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ઈમામની હાલતમાં જોયા હોય અથવા જે આપની સેવામાં હાજર થયા હોય અને ઈમાન પર જ એમની વફાત થઈ હોય, તો એવા માણસને સહાબી કહે છે.

* બધા જ સહાબા નેક અને ન્યાયપ્રિય હતા.

અલ્લાહ તઆલા એમની નેકી અને પરહેઝગારીની પ્રશંસા કરતાં ફરમાવે છે : અલ્લાહપાકની નેઅમત અને કૃપા પર તથા આ વાત પર આનંદ મનાવે છે કે, અલ્લાહપાક ઈમાનવાળાઓની મહેનત અકારત કરતો નથી. જેઓએ (લડાઈમાં) ઘવાયા પછી પણ અલ્લાહ અને રસૂલનો હુકમ માન્યો, તેઓમાં જે નેક અને પરહેઝગાર છે તેમને માટે (આખિરતમાં) મહાન બદલો છે. *(આલિ ઈમરાન : ૧૭૧-૧૭૨)*

- સહાબએ કિરામ રદીયલ્લાહુ અન્હુમ દરજ્જાની રીતે પરસ્પર નાના-મોટા છે. અલબત્ત, દરેક સહાબા (રદીયલ્લાહુ અન્હુમ) બાકી સઘળી ઉમ્મતથી અફઝલ અને સર્વશ્રેષ્ઠ છે.
- હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પ્રથમ ખલીફા હઝરત અબૂબક્ર, બીજા ખલીફા હઝરત ઉમર, ત્રીજા ખલીફા હઝરત ઉષ્માન અને ચોથા ખલીફા હઝરત અલી રદીયલ્લાહુ અન્હુમ છે.
- ચારે ખલીફા સઘળા સહાબામાં સર્વશ્રેષ્ઠ અને મહાન છે.

જેમકે હદીષ શરીફમાં હઝરત અબૂબક્ર રદીયલ્લાહુ અન્હુ વિશે ફરમાવ્યું કે, આ ઉમ્મતમાં નબી પછી સર્વશ્રેષ્ઠ અબૂબક્ર છે અને બધા સહાબાએ ઉપરોક્ત ચાર સહાબાને ખલીફા તરીકે પસંદ કર્યા. કારણ કે તેમને સઘળા સહાબા શ્રેષ્ઠ સમજતા હતા. અને આ ચાર સહાબાની મહાનતા વિશે હદીષો પણ છે.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) ફરમાવે છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સમયમાં અમે કોઈને પણ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.)ના સમાન ગણતા ન હતા. એમના પછી હઝરત ઉમર(નો દરજ્જો ગણતા હતા) અને એમના પછી હઝરત ઉષ્માન. એ પછી કોઈ સહાબીને કોઈનાથી શ્રેષ્ઠ સમજતા ન હતા. (અને બધાને સમાન ગણતા હતા.) હઝરત અલી (રદી.) વિશે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : શું તમે એ વાતે ખુશ (રાજી) નથી કે તમારો દરજ્જો મારી સામે એ રીતે હોય, જે રીતે હઝરત હારૂન અલયહિસ્સલામનો હઝરત મૂસા અલયહિ-સ્સલામ પાસે હતો. ફર્ક એટલો જ છે કે (આ બંને નબી હતા અને) મારા પછી કોઈ નબી નથી.

- અલ્લાહ તઆલાએ કુરૂઆન શરીફમાં દરેક સહાબાથી પોતાની પ્રસન્નતા (ખુશ હોવું) અને રઝામંદી (રાજી હોવું) ફરમાવી છે.

કુર્આન શરીફમાં છે : તેમનો પરવરદિગાર તેમને અતિશય ખુશ્નૂદીની તેમજ એવા બગીચાઓની ખુશખબર આપે છે, જેમાં તેઓ માટે સદાની નેઅમતો છે. *(સૂરએ તવબહ : ૨૧)* તેમને એવા બગીચાઓમાં દાખલ કરશે, જેમની નીચે નહેરો વહેતી હશે, તેમાં તેઓ સદા રહેશે. અલ્લાહપાક તેઓથી રાજી થશે અને તેઓ તેનાથી રાજી થશે. તેઓ જ અલ્લાહપાકના સૈનિકો છે. હા, સાંભળો ! બેશક અલ્લાહપાકના સૈનિકો જ સફળ થનાર છે. *(સૂરએ મુજાદલહ : ૨૨)*

- અમે અશરએ મુબશ્શરહને જન્નતી માનીએ છીએ.

નોંધ : એટલે કે દસ સહાબા જેમને અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ જન્નતી (સ્વર્ગવાસી) હોવાની ખુશખબરી દુનિયામાં જ આપી દીધી હતી. અબૂબક્ર, ઉમર, ઉષ્માન, અલી, તલ્હા, ઝુબૈર, અબ્દુર્રહમાન બિન ઔફ, સઅદ બિન અબી વક્કાસ, સઈદ બિન ઝૈદ, અબૂ ઉબૈદહ બિન જર્રાહ (રદીયલ્લાહુ તઆલા અન્હુમ).

તિરમિઝી શરીફમાં હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.)એ ઉપરોક્ત દસ સહાબાઓના નામો સાથે રિવાયત વર્ણન કરી છે.

- સહાબએ કિરામ, અઝ્વાજે મુતહ્હરાત (આપ સલ.ની પાક-પુનિત પત્નીઓ) અને અહલે બૈતની મુહબ્બત દીન અને ઈમાનનો અંશ છે. એમનાથી દુશ્મની અને કપટ રાખવું કુફ્ર (કાફિર થઈ જવું), નિફાક (ઉપરછલ્લો મુસલમાન અને દિલથી કાફિર), દંભ અને અનાદરની નિશાની છે.

જેમકે એક હદીષમાં ફરમાવ્યું : મારા સહાબા વિશે બુરૂ-ભલું ના કહો, અલ્લાહપાકથી ડરો. મારા સહાબા વિશે બુરૂં બોલવાથી અલ્લાહપાકથી ડરો. ત્યાર બાદ બીજી એક-બે બાબતો ફરમાવ્યા બાદ કહ્યું : અને મારા અહલે બૈત વિશે પણ, હું તમને મારા અહલે બૈત વિશે (બુરૂં બોલવામાં) અલ્લાહ(ના ડર)ની યાદ અપાવું છું.

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

- સહાબએ કિરામ (રદી.)થી કપટ, કીનો, દ્વેષ અને દુશ્મની રાખનાર સાથે પણ કપટ અને દુશ્મની રાખવી જોઈએ.

અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જેણે એમની સાથે મુહબ્બત રાખી, એણે મારી સાથે મુહબ્બતના કારણે એમની સાથે મુહબ્બત રાખી. અને જેણે એમની (સહાબાની) સાથે કપટ (અને દુશ્મનાવટ) રાખી, તો તેણે મારી સાથે કપટ (અને) દુશ્મનીના કારણે એમની સાથે કપટ અને દુશ્મની રાખી.

- સહાબએ કિરામ (રદી.)નો ઉલ્લેખ અત્યંત મુહબ્બતની સાથે કરવો જોઈએ.

કારણ કે અલ્લાહ તઆલા કુરૂઆનમાં તેમનો ઉલ્લેખ કરતાં ફરમાવે છે કે, જેઓને અલ્લાહ તઆલા ચાહતો હશે અને તેઓ તેને ચાહતા હશે તેઓ મુસ્લિમો પ્રત્યે મહેરબાન (અને) કાફિરો પર જોરાવર હશે. *(સૂરએ માઈદહ : ૫૪)* તો સહાબા સાથે અલ્લાહપાક મુહબ્બત કરે છે અને જેમને નબી પણ ચાહે છે. તેમનો ઉલ્લેખ આદર, ઈઝઝત અને અદબ સાથે કરવો જ રહ્યો.

- દરેક સહાબી પ્રતિષ્ઠિત (સન્માનનીય) છે. એમાંથી કોઈ એક સહાબી વિશે પણ બદગોઈ (બુરૂ બોલવું) જાઈઝ નથી.
- કોઈ સહાબીની પ્રશંસા કે તારીફમાં હદ વટાવવી નહીં અને કોઈ સહાબીથી બેઝારી (વિમુખ થવું અને નફરત) પણ વ્યક્ત કરવી નહીં. જેમકે ઉપર હદીષ આવી ચૂકી છે કે, એમની સાથે દુશ્મની નબી સાથે દુશ્મની કરવા બરાબર છે. તો એમની સાથે નફરતમાં પણ એમ જ સમજવું જોઈએ.
- કોઈ સહાબી દરજ્જામાં કોઈ નબીને આંબી શકતા નથી. કારણ કે સહાબા અને સઘળી ઉમ્મતને નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પેરવી અને ફરમાંબરદારીનો હુકમ આપ્યો છે. જેથી આપનો દરજ્જો ઉપર રહેશે.

- કોઈ વલી દરજ્જામાં કોઈ સહાબીને આંબી શકતા નથી. કારણ કે સહાબા માટે અલ્લાહ તઆલાએ રાજી અને ખુશ હોવાનું કુર્આન શરીફમાં જાહેર એલાન કરી દીધું. અને તેમને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના દીદાર અને આપની મજલિસોમાં બેસવાનો મોકો મળ્યો એ જ શું ઓછું છે ? આ વસ્તુઓ વલીને પ્રાપ્ત નથી અને સહાબએ કિરામ માટે બીજી ફઝીલતો અલગ.
- સહાબએ કિરામ (રદી.)ના પારસ્પરિક મતભેદો અને સંઘર્ષો વિશે ચૂપકીદી રાખવામાં જ સાવચેતી અને સલામતી છે.
- સહાબએ કિરામ (રદી.)ની ટીકા કરવાથી બચવું જોઈએ. એમાં જ ઈમાનની સુરક્ષા છે.
- કોઈ પણ સહાબી વિશે બુરૂં બોલવું જાઈઝ નથી. જેમકે આગળ હદીષ આવી ગઈ છે કે, મારા સહાબા વિશે (બુરૂં) બોલવામાં અલ્લાહપાકથી ડરો.
- અહલે સુન્નત વલ જમાઅત સહાબએ કિરામ (રદી.) વિશે કોઈ પણ અયોગ્ય અને અશોભનીય વાત કહેવાથી પોતાના દિલ અને ઝબાનને મહફૂઝ રાખે છે.

હઝરત અબ્દુલ્લાહ બિન મુગફ્ફલ (રદી.) રિવાયત કરે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : તમે અલ્લાહ તઆલાથી ડરો, અલ્લાહ તઆલાથી ડરો મારા સહાબા બાબતે (બૂરૂ ભલુ બોલવાથી), મારા (જગતથી વિદાય થઈ ગયા) પછી એમને (પોતાના સ્વાર્થ ખાતર) નિશાન બનાવવાથી બચો. જેણે એમની સાથે મુહબ્બત રાખી, તેણે મારી સાથે મુહબ્બત હોવાના કારણે એમનાથી મુહબ્બત રાખી, અને જેમણે એમનાથી દ્વેષ (કપટ) રાખ્યો, તો તેણે મારી સાથે દ્વેષ હોવાને લઈ એમનાથી દ્વેષ રાખ્યો. અને જેમણે એમને તકલીફ પહોંચાડી, તેણે મને તકલીફ પહોંચાડી. અને

જેણે મને તકલીફ પહોંચાડી, તેણે અલ્લાહપાકને તકલીફ પહોંચાડી અને જેણે અલ્લાહ તઆલાને તકલીફ પહોંચાડી, તો હવે ભય છે કે, અલ્લાહપાક તેની પકડ કરી લે. *(મુસ્નદે અહમદ : ૫૪, ૫૫/૫)*

## ❋ ફરિશ્તાઓ વિશે ❋

- આ દુનિયામાં આપણી નિગાહો કે નજરોથી છૂપાયેલી એક એવી મખ્લૂક પણ મૌજૂદ છે, જેને અલ્લાહપાકે નૂરથી બનાવી છે. આ મખ્લૂકને ફરિશ્તા (મલાઈકહ) કહેવામાં આવે છે.
- ફરિશ્તાઓ નૂરથી સર્જન (પેદા) કરવામાં આવેલ માસૂમ (નિર્દોષ) તાબેદારી કરનાર બંદાઓ છે.

અલ્લાહ તઆલા એમની તાબેદારી વિશે ફરમાવે છે કે, (અલ્લાહ તઆલા) જે કંઈ હુકમ તેમને આપે તેમાં તેઓ અલ્લાહ તઆલાની જરા પણ નાફરમાની કરતા નથી અને જે કંઈ તેમને હુકમ થાય છે તે કામ (તરત) કરે છે. *(સૂરએ તહરીમ : ૬)*

- ફરિશ્તાઓ દરેક સ્વરૂપ ધારણ કરી શકે છે. જેમકે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે હઝરત જિબ્રઈલ અલયહિ-સ્સલામ કેટલીક વાર માનવ સ્વરૂપમાં પણ આવેલા છે.
- ફરિશ્તાઓની નક્કી સંખ્યા અલ્લાહ સિવાય કોઈને ખબર નથી.
- ફરિશ્તાઓ ન નર છે, ન નારી.

*(તફસીરે મૂઝિહુલ કુર્આન, કુર્આન મજીદ ગુજરાતી : ૧૨૪૫/૩)*

- ફરિશ્તાઓ માનવીય ગુણો, ક્રોધ, દ્વેષ, અભિમાન વગેરેથી પાક છે. જેમકે કુર્આનમાં છે : અને જે કાંઈ આકાશોમાં અને જે કાંઈ પૃથ્વીમાં પ્રાણીઓમાંથી છે, તે સૌ તથા ફરિશ્તાઓ પણ અલ્લાહ તઆલાને જ સિજદો કરે છે. અને તેઓ અભિમાન કરતા નથી.

*(સૂરએ નહલ : ૪૯)*

- ફરિશ્તાઓ ખાતા-પીતા નથી, ઉંઘતા નથી, શાદી-વિવાહ કરતા નથી. તેઓને કોઈ સંતાન નથી અને તેઓ કોઈના સંતાન નથી.

* ફરિશ્તાઓનો ખોરાક અલ્લાહપાકની બંદગી અને એની પ્રસન્નતા (ખુશ્નૂદી) છે. અને એમની તરસ કલામે ઈલાહીને સાંભળવાની ઉત્કંથા છે. જ્યાં કલામે ઈલાહી (કુર્આન શરીફ)ની તિલાવત થાય છે, ત્યાં ફરિશ્તાઓના ઝૂંડને ઝૂંડ આવી જાય છે.

કુર્આન શરીફમાં છે : અને રઅદ (ફરિશ્તો) તેની ખૂબીઓ વર્ણવે છે તેમજ સઘળા ફરિશ્તા પણ અલ્લાહપાકથી ડરતા તસ્બીહ પઢે છે. *(સૂરએ રઅદ : ૧૩)* અને ફરિશ્તા પોતાના પરવરદિગારના વખાણ સહિત તેની તસ્બીહ પઢતા રહે છે, તેમજ પૃથ્વીવાળાઓ માટે બખ્શિશ માંગતા રહે છે. *(સૂરએ શૂરા : ૫)*

* ફરિશ્તાઓ પોતાના ફરજ પાલનમાં અપ્રમાણિકતા અને આળસ કરતા નથી. ફરિશ્તાઓ અલ્લાહ તઆલાના દરેક હુકમને જરા પણ વિલંબ અને સંકોચ વિના અંજામ આપે છે.

જેમકે અલ્લાહપાકે ફરિશ્તાઓને સિજદો કરવા કહ્યું તો તમામે વિના સંકોચ, વિના વિલંબે સિજદો કર્યો. કુર્આનમાં છે : જ્યારે આપના પરવરદિગારે ફરિશ્તાઓને કહ્યું કે બેશક, હું એક ઈન્સાનને માટીથી બનાવનાર છું. પછી જ્યારે તેને પૂરો બનાવી રહું અને તેમાં પોતાની એક રૂહ નાખું તો તેમની આગળ તમે બધા સિજદામાં પડી જજો. પછી સર્વ ફરિશ્તાઓએ (તેમને) સિજદો કર્યો, પરંતુ શયતાને અહંકાર કર્યો. *(સૂ.સૉદ : ૭૧-૭૪)* શયતાન મૂળ જિન્નાતોમાંથી હતો, પરંતુ તે ફરિશ્તાઓ સાથે રહેવા લાગ્યો હતો એટલે તેને પણ હુકમ લાગુ પડ્યો જે તેણે ન માન્યો. બીજી જગ્યાએ ફરમાવ્યું : અને તે (ફરિશ્તા)ઓ (આજ્ઞાપાલનમાં) કંઈ કમી કરતા નથી.

*(સૂરએ અન્આમ-૬૧)*

* ફરિશ્તાઓનું એક જૂથ જન્નતની વ્યવસ્થા પર નિયુક્ત છે અને એક જૂથ દોઝખના સુરક્ષક છે.

કુર્આન શરીફમાં છે : તે(જહન્નમ)ના ઉપર ઓગણીસ ફરિશ્તા

ચોકીદાર છે. અને અમે જહન્નમના પહેરાવાળા ફરિશ્તા જ રાખ્યા છે. *(સૂરએ મુદ્દસ્સિર : ૩૦-૩૧)* તે(જહન્નમ)ના ઉપર કડક સ્વભાવના બળવાન ફરિશ્તા નિમાયેલા છે કે (અલ્લાહ) જે કંઈ તેમને હુકમ આપે તેમાં તેઓ અલ્લાહપાકની જરા પણ નાફરમાની કરતા નથી અને જે કંઈ તેમને હુકમ થાય તે કામ (તરત) કરે છે. *(સૂ.તહરીમ-૬)*

- આઠ ફરિશ્તાઓ અર્શે ઈલાહીને ઉઠાવનારા છે.

કુર્આન શરીફમાં છે : જે ફરિશ્તા અર્શને ઉઠાવી રહ્યા છે તથા જેઓ તેમની આસપાસ છે, તે સૌ પોતાના પરવરદિગારના વખાણ સાથે પવિત્રતા બયાન કરે છે. *(સૂ.મુઅમિન : ૭)*અને (તે વેળા) ફરિશ્તા તેના કિનારાઓ પર આવી જશે અને આપના પરવરદિગારના અર્શને તે દિવસે આઠ ફરિશ્તા પોતાના ઉપર ઉઠાવી રાખશે. *(સૂ.હાક્કહ- ૧૭)*

- કેટલાક ફરિશ્તાઓ માનવજાતની હિફાઝત અને સુરક્ષા માટે નિયુકત છે.

કુર્આન શરીફમાં છે : અને તે જ (અલ્લાહપાક) પોતાના બંદાઓ ઉપર ગાલિબ (વર્ચસ્વ ધરાવે) છે, અને તે તમારા ઉપર રક્ષકો (ફરિશ્તા) મોકલે છે. *(સૂરએ અન્આમ : ૬૧)*

- કિરામન-કાતિબીન નામી ફરિશ્તા હંમેશા ઈન્સાનો સાથે લાગેલા રહે છે. જે એમના અઅ્માલ લખવા પર નિયુક્ત છે.

કુર્આનમાં ફરમાવ્યું : અને બેશક, તમારા ઉપર રક્ષકો માનવંત કરણી લખનારા (કિરામન-કાતિબીન) છે. *(સૂ.ઈન્ફિતાર-૧૦-૧૧)*

- મુન્કર અને નકીર નામી ફરિશ્તાઓ ઈન્સાનને મૃત્યુ પછી કબરમાં સવાલ કરે છે.
- દરેક ઈન્સાન સાથે અમૂક એવા ફરિશ્તાઓ પણ નિયુક્ત હોય છે, જે તેને આફતોથી બચાવતા રહે છે. આ ફરિશ્તાઓને હ-ફ-ઝહ (મુહાફિઝ અને સુરક્ષક ફરિશ્તા) કહેવાય છે.
- બધા ફરિશ્તાઓના દરજ્જા એકસરખા નથી. ચાર ફરિશ્તાઓ

સર્વ ફરિશ્તાઓમાં અફઝલ (શ્રેષ્ઠ) અને નિકટવર્તી ગણાય છે. હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ, હઝરત મીકાઈલ અલયહિસ્સલામ, હઝરત ઈઝરાઈલ અલયહિસ્સલામ અને હઝરત ઈસરાફીલ અલયહિસ્સલામ.

- હઝરત ઈઝરાઈલ અલયહિસ્સલામ પોતાના સહાયકો સાથે મખ્લૂકના બદનમાંથી રૂહ કાઢવાની જવાબદારી બજાવે છે.

કુર્આનમાં છે : આપ ફરમાવી દો કે, તમારા પ્રાણને મૌતનો તે ફરિશ્તો કબ્જે કરી લે છે, જે તમારા ઉપર નિયુક્ત છે. *(સિજદહ-૧૧)*

- દરેક ફરિશ્તાનું સ્થાન અલ્લાહપાકની બારગાહમાં નક્કી થઈ ચૂક્યું છે. એ સ્થાનથી આગળ વધવાનો શોખ અને જઝબો ફરિશ્તાઓમાં નથી.
- ફરિશ્તાઓ પર ઈમાન લાવવું જરૂરી છે, અને એમનો ઈન્કાર (ન માનવું) કુફ્ર છે.

કુર્આન શરીફમાં છે : પરંતુ મહાન નેકી એ છે કે, જે કોઈ અલ્લાહપાક પર અને છેલ્લા દિવસ (આવવા) પર અને ફરિશ્તાઓની હસ્તી પર અને (સર્વ આકાશી) કિતાબો અને (સઘળા) પયગમ્બરો પર ઈમાન લાવે. *(સૂ.બકરહ-૧૭૭)* હે ઈમાનવાળાઓ ! (જરૂરી અકીદાઓ સબંધી સાંભળો કે) અલ્લાહ તઆલા ઉપર અને તેના રસૂલ (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઉપર યકીન રાખો તથા જે કિતાબ (કુર્આને કરીમ) પોતાના રસૂલ (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર ઉતારી છે તેના ઉપર તથા જે કિતાબ પ્રથમ (બીજા નબીઓ પર) ઉતારી હતી તેના ઉપર (પણ યકીન રાખો). અને જે શખ્સ અલ્લાહપાક પર અને તેના ફરિશ્તાઓ પર તથા તેની કિતાબો પર તેમજ તેના રસૂલો પર અને કિયામતના દિવસ પર યકીન નહીં રાખે, તો તે શખ્સ માર્ગ (રસ્તો) ભૂલી બહુ દૂર જઈ પડ્યો. *(સૂરએ નિસાઅ : ૧૩૬)*

# ❋ અવલિયાએ કિરામ વિશે ❋

- જ્યારે કોઈ મુસલમાન અલ્લાહપાકની ખૂબ ઈબાદત કરે છે, રિયાઝત (કઠોર પરિશ્રમ અને તપસ્યા) કરે છે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ખૂબ તાબેદારી કરે છે, પોતાના બાહ્ય અને અંતર (જાહેર અને બાતિન)ને શરીઅતના પાબંદ બનાવી લે છે, ગુનાહો અને લિઝઝતોથી અળગો રહે છે અને દુનિયાથી મુહબ્બત કરતો નથી, તો એવો માણસ અલ્લાહપાકનો દોસ્ત અને પ્રિય બની જાય છે. આવા મુબારક વ્યક્તિને ''વલી'' કહેવામાં આવે છે.
- જેમ અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ) મુઅજિઝહ બતાવવામાં અલ્લાહપાકના મોહતાજ હોય છે, તેમ અવલિયાએ કિરામ પણ કરામત જાહેર કરવામાં અલ્લાહપાકના મોહતાજ હોય છે.

જેમકે અસ્હાબે કહફની તમામ કરામતો અલ્લાહપાકે જાહેર કરી. તેઓ એમાં અલ્લાહ તઆલાના મોહતાજ રહ્યા. એ જ રીતે બની ઈસ્રાઈલના ત્રણ માણસો ગુફામાં ગયા, ત્યાર બાદ તેના દ્વાર પર મોટી ચટ્ટાન (શિલા) આવી ગઈ, તો તે ત્રણેવએ અલ્લાહ તઆલા પાસે કરગરીને દુઆ કરી અને શિલા હટી ગઈ, તો આ કરામતમાં તેઓ અલ્લાહપાકના મોહતાજ રહ્યા.

- 'વલી'ને ઉંઘમાં કે જાગતા હોવાની હાલતમાં ભેદી અને ગુપ્ત વાતોની જાણ થઈ જાય છે. એને કશ્ફ અને ઈલ્હામ કહે છે.

જેમકે હઝરત ઉમર (રદી.)ને મદીનામાં મસ્જિદે નબવીમાં મિમ્બર પર પોતાના ઈસ્લામી લશ્કરની હાલતની જાણ થઈ ગઈ અને મિમ્બર પરથી જ હઝરત સારિયહ (રદી.)ને માર્ગદર્શન આપ્યું અને લશ્કર તે વખતે શામમાં હતું અને એ જાણ અલ્લાહપાકે કરી.

- વલીની મોટી નિશાની શરીઅતની પાબંદી છે.

- વલી માટે શરીઅતના હુકમો શરીઅતે બતાવેલ લાચારી વિના કદી માફ થતા નથી તેમજ વલી માટે ગુનાહના કાર્યો પણ કદી જાઈઝ થતા નથી.

કુર્આન શરીફમાં છે : જાણી લો કે જેઓ અલ્લાહપાકના દોસ્ત છે. તેમને (આખિરતમાં) ન કંઈ ડર હશે અને ન તેઓ દિલગીર થશે. (અને) અલ્લાહ તઆલાના (દોસ્ત) તે છે, જે ઈમાન લાવ્યા અને ગુનાહોથી બચતા રહ્યા. *(સૂરએ યૂનુસ : ૬૨-૬૩)*

- કોઈ પણ વિદ્વાન, પુખ્તવયનો (બાલિગ), બાહોશ માણસ શરીઅતે ઠેરવેલ (બતાવેલ) ઉઝર (મજબૂરી અને કારણ) વિના શરીઅત-ના આદેશોથી મુક્ત નથી.

કુર્આનમાં છે : (હે લોકો !) જે (કુર્આન) તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી આવ્યું છે, તે પ્રમાણે જ ચાલો. *(સૂ.અઅ્રાફ-૩)*

- સંપૂર્ણ પરહેઝગારી વિના કોઈ વલી બની શકતો નથી.

કુર્આન શરીફમાં છે : તેના મુતવલ્લી (વલી) તો પરહેઝગારો સિવાય બીજા કોઈ પણ માણસો (થઈ શકતા) નથી, પરંતુ તેઓમાંના ઘણાખરા (પોતાની નાલાયકીને) જાણતા નથી. *(સૂરએ અન્ફાલ : ૩૪)* અને અલ્લાહ તઆલા પરહેઝગારોનો દોસ્ત છે. *(સૂરએ જાષિયહ : ૧૯)* બેશક, અલ્લાહપાકને ત્યાં તમારામાંથી તે જ વધુ માનવંત છે, જે વધુ પરહેઝગાર હોય. *(સૂરએ હુજૂરાત : ૧૩)*

- કોઈ પણ વલી ગમે તેટલા ઉચ્ચ દરજ્જા પર પહોંચેલ હોય, પણ તે એક પણ નબીના દરજાને પહોંચી શકતા નથી.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : હું આગલા અને પાછલા તમામ લોકોમાં સૌથી વધુ માનવંત (પરહેઝગાર) છું. *(તિરમિઝી શરીફ)* હવે કોણ છે, જે આપના આ ફરમાન પછી પણ તેમના દરજા સુધી પહોંચવાનો પોકળ દાવો કરે.

- વલી માટે સૌપ્રથમ શર્ત એ છે કે, પોતે સાચા નબીના ઉમ્મતી

હોવાનો એકરાર કરતો હોય.

- તમામ અવલિયાએ કિરામ સન્માનપાત્ર છે. હદીષે કુદ્સીમાં છે કે, જે મારા દોસ્ત (વલી)થી દુશ્મનાવટ રાખશે, તો એને મારા તરફથી લડાઈની ચેલેન્જ છે.
- શરીઅતના અહકામનું ઉલ્લંઘન કરનાર કદી વલી હોઈ શકતો નથી. એવા માણસથી જો કોઈ આશ્ચર્યજનક બીના જાહેર થાય, તો એ શયતાની ધતિંગ કે ઈસ્તિદરાજ (અલ્લાહપાક તરફથી મળતી ઢીલ) છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : અલ્લાહ તઆલા પરહેઝગારોનો દોસ્ત (વલી) છે. જે માણસ તેના હુકમોનું પાલન ન કરે, તે કઈ રીતે અલ્લાહ તઆલાનો વલી હોઈ શકે ? *(સૂરએ જાષિયહ : ૧૯)*

- વલીની મોટામાં મોટી કરામત અલ્લાહપાક અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સંપૂર્ણ તાબેદારી છે.

જેમકે કુર્આને કરીમમાં જાહેર એલાન ફરમાવ્યું : અને જે કોઈ અલ્લાહપાક અને તેના રસૂલના હુકમ પર ચાલે અને અલ્લાહપાકથી ડરતો રહે અને તેની વિરૂદ્ધતાથી બચે, તો એવા જ લોકો સફળ થનાર છે. *(સૂરએ નૂર : ૫૨)* જે કોઈએ રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો હુકમ માન્યો, તો તેણે ખરેખર અલ્લાહ તઆલાની તાબેદારી કરી. *(સૂરએ નિસાઅ-૮૦)*

- અવલિયાએ કિરામના ચમત્કારો હક (સત્ય) છે, અને એમના ચમત્કારો (કરામતો)ને પૂરવાર કરવા માટે ઘણી દલીલો અને દાખલાઓ છે.

જેમકે હઝરત મરયમ (અલયહિસ્સલામ) નબી ન હતા. તેણી સાચા અને અલ્લાહ તઆલાના વલીયહ હતા. તેમની પાસે મોસમ વગરના ફળો હોવાનો ઉલ્લેખ કુર્આને કરીમમાં છે. જ્યારે પણ હઝરત ઝકરિય્યા (અલયહિસ્સલામ) તેણી (હઝરત મરયમ અલૈ.)

પાસે મેહરાબમાં જતા, ત્યારે તેણી પાસે કંઈક ખાવાની વસ્તુ જોતા. (તેથી આશ્ચર્ય પામી) પૂછ્યું કે, હે મરયમ ! આ ખાણું તમારી પાસે ક્યાંથી આવે છે ? તેણીએ (જવાબમાં) કહ્યું કે, અલ્લાહ તઆલાની પાસેથી આવે છે. *(સૂરએ આલિ ઈમરાન : ૩૭)*

એ જ રીતે હઝરત ઉમર (રદી.)એ નાઈલ (નીલ) નદીને પત્ર લખ્યો તો તેનું પાણી ભરાઈને વહેવા માંડ્યું.

- વલીનો ચમત્કાર (કરામત) વાસ્તવિકમાં તે નબીનો ચમત્કાર (મોઅજીઝા) હોય છે, જે નબીનો તે વલી ઉમ્મતી છે.

## ❋ જિન્નાત વિશે ❋

- અલ્લાહ તઆલાએ એક મખ્લૂક આગથી પેદા કરી છે, એને "જિન્ન" કહે છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : તેણે જ ઈન્સાન (આદમ અલૈ.)ને ઠીકરા માફક ખણખણતી સૂકી માટીથી બનાવ્યા અને જાન્ન (જિન્નાતના બાપ)ને આગની જવાળાથી બનાવ્યો. *(સૂ.રહમાન : ૧૪,૧૫)* અને અમે ઈન્સાન (આદમ અલયહિસ્સલામ)ને સડેલા કાદવથી બનેલી ખણ-ખણાટવાળી માટીથી પેદા કર્યા અને અમે તેના પહેલાં ગરમ હવામાંની આગથી જાન્ન (જિન્નાતના બાપ)ને બનાવ્યો હતો. *(સૂ.હિજ્ર : ૨૫,૨૬)*

- જિન્નાતોમાં સ્ત્રી-પુરૂષ, સારા અને લંપટ (ખરાબ), આલિમ અને જાહિલ (અભણ) દરેક પ્રકારના હોય છે.

કુરઆન શરીફમાં છે : અને એ (લોકોએ કહ્યું) કે અમારામાં પ્રથમથી કોઈ નેક છે અને કોઈ બીજા પ્રકારના બુરા પણ છે.

*(સૂરએ જિન્ન : ૧૧)*

- કુરઆન શરીફમાં જેમને શયાતીન કહેવામાં આવ્યા છે, તે પણ જિન્નાત પૈકી જ શરારતખોર લોકોનું નામ છે.
- કુરઆન શરીફમાં ફરમાવ્યું : અને (તે વખતને યાદ કરો) જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમ (અલૈ.)ની સામે સજદો કરો,

તો ઈબ્લિસ સિવાય સૌએ સજદો કર્યો. તે જિન્નાતમાંથી હતો તેથી તેણે પોતાના પરવરદિગારના હુકમોનું ઉલ્લંઘન કર્યું.

*(સૂરએ કહફ : ૫૦)*

- શાપિત અને હડધૂત થયેલ ઈબ્લિસ (શયતાન) જીન્નાતોમાંથી જ છે, જેમ કે ઉપર આયતમાં વર્ણન છે.
- નબીએ અકરમ (સલ.) જિન્નાતોના પણ પયગમ્બર છે.
- જિન્નાતો પણ અહકામે ઈલાહી (અલ્લાહ તઆલાના હુકમો)ના પાલન માટે બંધાયેલા છે.

અલ્લાહ પાક ફરમાવે છે : અને મેં જિન્નાત તથા ઈન્સાનને એટલા માટે જ પેદા કર્યા છે કે, મારી બંદગી કર્યા કરે. *(સૂરએ ઝારિયાત : ૫૬)*

- જિન્નાત અને ફરિશ્તાઓનું અસ્તિત્વ કુર્આને કરીમ અને સુન્નતે નબવીનું નક્કર દલીલોથી સાબિત થાય છે, જેનો ઈન્કાર (ન માનવું) કુફ્ર છે.

## ❋ કબર વિશે ❋

- કબરનો અઝાબ હક અને યકીની છે. કારણ કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કબરના અઝાબથી અલ્લાહ પાકની પનાહ માંગી છે અને મુસલમાનોને પણ દરેક નમાઝમાં કબરના અઝાબથી પનાહ માંગવાનો હુક્મ ફરમાવ્યો છે.

વધુ પડતા માણસોને મૃત્યુ બાદ કબર ખોદીને દફનાવવામાં આવે છે. એટલે કબરનો અઝાબ લખ્યું છે. બાકી ડૂબનાર, સળગી જનાર બધા જ માટે આ અકીદો છે. એટલે કબરથી મુરાદ (મતલબ) બરઝખ છે, જે દુનિયા અને આખિરતના વચમાં છે.

- ખરાબ લોકો માટે કબરનો અઝાબ નક્કી છે.

જેમ કે મૃત્યુ બાદના અઝાબનું વર્ણન કરતાં કુર્આને કરીમમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : ફરી અલ્લાહપાકે મૂસા (અલયહિ-સ્સલામ)ને તેઓ જે કાવતરાં કરતા હતા તેની બુરાઈથી બચાવી

લીધા અને ફિરઔનવાળાઓને બૂરી તરહના અઝાબે ઘેરી લીધા. એટલે કે તે લોકોને સવારે અને સાંજે આગની સામે લાવવામાં આવે છે અને જે દિવસે કિયામત કાયમ થશે (ત્યારે હુકમ થશે કે) ફિરઔનવાળાઓને બહુ જ સખત અઝાબમાં દાખલ કરો.

*(સૂરએ મુઅમિન : ૪૫,૪૬)*

- કબરના ઈમ્તિહાન અને કસોટી પર તથા કબરના અઝાબ અને નેઅમત પર ઈમાન રાખવું જરૂરી છે. જેમ કે એક હદીષે પાકમાં ફરમાવ્યું : કબર જન્નત (સ્વર્ગ)ના બગીચાઓમાંથી એક બગીચો છે અથવા જહન્નમ (નર્ક)ના ખાડાઓમાંથી એક ખાડો છે.
- કબરમાં મુન્કર-નકીરનું આગમન અને એમના સવાલો હક્ક અને નિશ્ચિત છે.

હઝ. અબૂ હરૈરહ (રદી.) આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી એક રિવાયત વર્ણન કરે છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું : જ્યારે કોઈ મય્યતને કબરમાં દફનાવી દેવામાં આવે છે, તો કાળા રંગના ભૂરી આંખોવાળા ફરિશ્તા આવે છે, જેમને મુન્કર-નકીર કહેવામાં આવે છે. *(તિર્મિઝી શરીફ, કિતાબુલ જનાઈઝ, બાબ કબરના અઝાબ વિશે)* હદીષ શરીફ ઘણી લાંબી છે, જેમાં આગળ સવાલો અને મુરદા તરફથી જવાબોનું વર્ણન છે. ત્યાર બાદ સારા લોકો માટે નેઅમતો અને ખરાબ કૃત્યો કરનારાઓ માટે અઝાબનું વર્ણન છે.

- કબરમાં મય્યિતને શારિરીક અને આત્મિક બન્ને પ્રકારનો અઝાબ થાય છે. જેમ કે ઉપર વર્ણવેલ હદીષ શરીફમાં ઉલ્લેખ છે.
- કેટલાક નેક લોકોને પણ ગુનાહના લીધે અથવા મામૂલી ચૂકને કારણે કબર ભીંસમાં લેશે. જેમ કે હદીષ શરીફમાં એનું વિવરણ મળે છે.

ભાઈઓ તથા બહેનો ! આવો, આપણે થોડોક સમય તે મુબારક હદીષ શરીફની છાંયમાં પસાર કરીએ, જે મૃત્યુના સમય તથા કબરના

સવાલો તથા જવાબોનું ચિત્ર રજૂ કરે છે. જેથી આપણે આપણી આવનારી તે મંઝિલની તૈયારી કરી લઈએ. જેમાંથી આપણાં બધાએ પસાર થવાનું છે.

હઝરત બરાઅ્ બિન આઝિબ (રદી.)થી રિવાયત છે કે, એક અન્સારી સહાબીની દફનવિધિ પછી આપ (સલ.)એ કબર પાસે જ બેસી ગયા અને અમને કહ્યું કે, "(કબરના) અઝાબથી અલ્લાહની પનાહ માંગો." ત્યાર પછી ફરમાવ્યું : "જ્યારે મુઅમિન બંદાનો મૃત્યુનો સમય નજીક આવે છે તો આકાશમાંથી સુંદર ફરિશ્તાઓ આવે છે. તેમની પાસે જન્નતની ખુશ્બૂથી મહેંકતા કફન હોય છે. તે ફરિશ્તાઓ મરનાર પાસે જઈ બેસી જાય છે. અહીં સુધી કે મલકુલ મૌત પણ આવી જાય છે. તે મુઅમિન બંદાના માથા પાસે જઈને બેસી જાય છે અને કહે છે : "હે પાક રૂહ (આત્મા) ! નીકળ અને અલ્લાહપાકની માફી તથા ખુશી તરફ ચાલ." જ્યારે તે રૂહ તેમાંથી નીકળી જાય છે તો તે ફરિશ્તાઓ પલકવારમાં તેને ખુશ્બૂદાર કફન પહેરાવી દે છે. તે કફનમાંથી દુનિયામાં જોવા મળતી બધી ખુશ્બૂઓથી સારી ખુશ્બૂ આવતી હોય છે. ફરિશ્તાઓ તે રૂહને લઈને આકાશો તરફ ચાલ્યા જાય છે. તેઓ જ્યાં જ્યાંથી પસાર થાય છે, ફરિશ્તાઓ તેમનાથી પૂછે છે કે આ પાક રૂહ કોણ છે ? ફરિશ્તાઓ સારા સારા ઈલ્કાબો વડે તેનો પરિચય કરાવે છે કે, આ ફલાણાનો પુત્ર, ફલાણાની પાક રૂહ છે. અહીં સુધી કે તેઓ આ રૂહને લઈને દુનિયાથી નજીકના (પહેલા) આસમાને પહોંચી જાય છે ને આસમાનના દરવાજાઓ ખોલાવે છે. તેઓ માટે દરવાજા ઉઘાડી નાંખવામાં આવે છે. આમ, એક પછી એક આસમાનના ફરિશ્તાઓ તે પાક રૂહને સાતમા આસમાને પહોંચાડી દે છે. પછી અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે કે, મારા આ બંદાના આઅમાલ (કર્મો) ઈલ્લિય્યીનમાં (સર્વોચ્ચ સ્થાન) લખી લ્યો. અને આ રૂહને ફરી દુનિયામાં લઈ જાઓ. કારણ કે મેં તેને જમીનમાંથી પેદા કર્યો છે, તેમાં જ તેને પાછો મોકલી

આપીશ અને ફરી તેમાંથી જ તેને ઉભો કરીશ. એટલે તે રૂહને ફરી તે મુઅમિન બંદાના શરીરમાં પાછી મોકલી આપવામાં આવે છે. પછી બે ફરિશ્તાઓ તેની પાસે આવે છે, તેને બેસાડે છે, અને તેનાથી તેના ધર્મ, રબ અને પયગમ્બર (અલૈ.) વિશે પુછે છે. તે મુઅમિન બંદો તે સવાલોના (સાચા) જવાબો આપે છે, ત્યારે આકાશમાંથી એક અવાજ આવે છે કે, મારા બંદાએ સાચું કહયું, તેના માટે તેની કબરમાં જન્નતનું પાથરણું પાથરી દો. તથા તેને જન્નતનો પોશાક પહેરાવી દો, અને તેની કબરમાં જન્નત તરફની બારી ખોલી દો. તેની કબરમાં જન્નતની હવા (પવન) તથા ખુશ્બૂ આવવા માંડે છે. અને જ્યાં સુધી તેની નજર પહોંચે છે, ત્યાં સુધી તેની કબરને વિશાળ કરી દેવામાં આવે છે. પછી સુંદર વસ્ત્રો પરિધાન કરેલો, ખુશ્બૂમાં મહેંકતો એક સુંદર શખ્સ તેની પાસે આવે છે અને કહે છે કે, ‘‘તમને જે ખુશી આપનારી વસ્તુઓ મળી છે એ તમને મુબારક, આ તે જ દિવસ છે જેનો તમારાથી વાયદો કરવામાં આવ્યો હતો.’’ મુઅમિન બંદો તેનાથી પૂછે છે કે, તમે કોણ છો ? તો તે કહે છે, ‘‘હું તમારો નેક અમલ છું.’’

રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું : ‘‘જ્યારે કોઈ કાફિર (ઈન્કારી) બંદાના મૃત્યુનો સમય આવે છે તો અત્યંત કદરૂપ ફરિશ્તાઓ અત્યંત ગંધાતુ કફન લઈને આવે છે. અને તેની પાસે બેસી જાય છે. અહીં સુધી કે મૌતનો ફરિશ્તો પણ તેના માથા પાસે આવીને બેસી જાય છે. અને કહે છે : ‘હે નાપાક રૂહ ! નીકળ અને અલ્લાહની નારાજગી તથા ગુસ્સા (ક્રોધ) તરફ ચાલ.’’ જ્યારે તેની રૂહ નીકળી જાય છે, તો ફરિશ્તાઓ પલકવારમાં તે નાપાક રૂહને પેલુ ગંદુ કફન પહેરાવી દે છે. તેનાથી બહુ જ ખરાબ દુર્ગંધ વછૂટે છે. તે ફરિશ્તાઓ જ્યાં જ્યાંથી પસાર થાય છે, અન્ય ફરિશ્તાઓ પૂછે છે કે, આ નાપાક રૂહ કોણ છે ? ફરિશ્તાઓ બહુ જ ખરાબ ઈલ્કાબોથી તેનો પરિચય કરાવે છે કે, આ ફલાણાનો પુત્ર ફલાણાની રૂહ છે. અહીં સુધી કે જ્યારે તેઓ પહેલા આસમાને પહોંચે છે, અને

આસમાનના દરવાજા ખોલાવવા માંગે છે, તો દરવાજો ખોલવામાં નથી આવતો. ત્યાર પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ આયત તિલાવત ફરમાવી. જેનો અર્થ એ છે કે, ''તેઓ માટે આસમાનના દરવાજા ઉઘાડવામાં આવશે નહીં.''

ત્યાર પછી અલ્લાહ તઆલા ફરમાવે છે કે, મારા બંદાના અઅમાલ સિજ્જીન (નીચા સ્થાન)માં લખી લેવામાં આવે. ત્યાર પછી તેની રૂહને તેના શરીરમાં પાછી મોકલી દેવામાં આવે છે. બે ફરિશ્તાઓ તેની પાસે આવે છે, તેને બેસાડે છે અને તેના દીન (ધર્મ), રબ (ઉપાસ્ય) અને પયગમ્બર વિશે પૂછે છે. તો તે અફસાસે કરવા માંડે છે, અને કહે છે કે, હું કશું નથી જાણતો. આકાશમાંથી અવાજ આવે છે કે, ''મારા બંદાએ જુઠુ ઠરાવ્યું. તેના માટે નર્કનો બિસ્તરો બિછાવી દો. અને તેની કબરની બારી જહન્નમની બાજુ ખોલી દો.'' અહીં સુધી કે તેમાં જહન્નમની ગરમી તથા પવન આવાવ માંડે છે. તેની કબર એટલી સાંકડી કરી દેવામાં આવે છે કે, તેની પાંસળીઓ એકબીજામાં ઘૂસી જાય છે. ત્યાર પછી એક બદસૂરત, બદબૂદાર શખ્સ તેની પાસે આવે છે અને કહે છે કે, ''તને જે ખરાબ વસ્તુઓ મળી છે, તે તને મુબારક ! આ તે દિવસ છે જેનો તારાથી વાયદો કરવામાં આવ્યો હતો.'' તે ગેર મુઅમિન બંદો તેનાથી પૂછે છે કે, ''તું કોણ છે ?'' તે જવાબ આપે છે કે, ''હું તારા ખરાબ આઅમાલ (કર્મો) છું.'' આ જોઈ પેલો કાફિર બંદો કહે છે કે, હે ખુદા ! હવે કિયામત નહીં સર્જતા. *(નસઈ, ઈબ્ને માજહ, અબૂ દાઉદ, મુસ્નદે અહમદ)*

આ બરકતવંત હદીષ તે પ્રત્યેક વ્યક્તિ માટે વિચારણીય છે, જેના નસીબમાં મોત લખાયું છે, માટીમાં ભળવાનો જેનાથી વાયદો કરવામાં આવ્યો છે, કબરની માટી તેનું બિછાનું બનવાનું છે, કીડાઓ તેના સાથી છે, મુન્કર-નકીર તેનાથી પ્રશ્ન કરનાર છે, તેના કર્મો તેના ભાઈબંધ છે, કબર તેનું ઠેકાણું છે, કિયામત સર્જાવાનો જેનાથી વાયદો કરવામાં આવ્યો છે, તથા જેને જન્નત અથવા જહન્નમ કોઈ

એકમાં જવાનું છે. જે શખ્સ સામે આવા પડાવ આવવાના હોય, તેણે મુડદાઓ (મૃતકો)ની દફનવિધિ તથા કબ્રસ્તાનની મુલાકાત વેળા પોતાની આ મંઝિલો તથા તેની સામે આવનાર તબક્કાઓથી ગાફેલ ન રહેવું જોઈએ.

હઝરત બરાઅ્ બિન આઝિબ (રદી.)થી રિવાયત છે કે, એક વખત અમે આપ (સલ.) સાથે હતા. રસૂલે અકરમ (સલ.)એ જોયું કે, કેટલાક અન્ય સહાબીઓ કોઈ વસ્તુની આજુબાજુ એકઠા થયેલા છે. આપ (સલ.)એ પૂછયું કે, "તેઓ શા માટે એકત્ર થયેલા છે." આપ (સલ.)ને બતાવવામાં આવ્યું કે, આ લોકો કોઈને દફનાવવા માટે કબર ખોદી રહ્યા છે. આપ (સલ.) ઝડપથી ચાલીને કબર પાસે પહોંચી ગયા. કબરને જોઈ આપ ભાવવિભોર થઈ ગયા. ત્યાર પછી આપ (સલ.)એ સહાબાથી પૂછયું : "હે મારા ભાઈઓ! આ દિવસ માટે તૈયારી કરો." *(ઈબ્ને માજહ, મુસ્નદે અહમદ)*

## ❋ આખિરત-કિયામત વિશે ❋

- કિયામત (મહાપ્રલય) આવશે, જરૂર આવશે.

કુરઆન શરીફમાં છે : અને એ કે કિયામત આવનાર છે, તેમાં જરા પણ શંકા નથી. અને એ કે અલ્લાહ તઆલા કબરવાળાઓને ઉઠાવશે. *(હજ્જ : ૭)* બેશક, કિયામત આવશે જ, તેમાં કોઈ શંકા જ નથી, પરંતુ ઘણાખરા લોકો માનતા નથી. *(મુઅમિન : ૫૯)*

- અમે કિયામતના દિવસ પર અને તેમાં જે બનાવો બનશે તેના ઉપર શ્રધ્ધા રાખીએ છીએ.
- અલ્લાહપાક અને આપણા નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કિયામત પૂર્વેની કેટલીક નિશાનીઓ બતાવી છે, જે આ મુજબ છે : (૧) ઈમામ મહદી અલયહિ-સ્સલામનો ઝુહૂર (પ્રગટ થવું), (૨) દજ્જાલનું નિકળવું, (૩) હઝરત ઈસા અલયહિસ્સલામનું આસમાનથી ઉતરાણ, (૪)

યાજૂજ-માજૂજનું બધે (સર્વત્ર) છવાઈ જવું, (૫) એક આશ્ચર્ય-જનક જાનવરની જમીનમાંથી ઉત્પત્તિ, જે માનવજાતથી વાતચીત કરશે, (૬) પશ્ચિમમાંથી સૂર્યનો ઉદય, (૭) કુરઆન મજીદનું ઉઠી જવું, (૮) પૃથ્વી પરથી તમામ મુસલમાનોનું મૃત્યુ, (૯) નાહક (નિર્દોષ) કત્લનો બેફામ વધારો, (૧૦) વ્યભિચારની વ્યાપકતા, (૧૧) ગુનાહો (કુકર્મો)ની વૃધ્ધિ વગેરે.

જેમ કે કુરઆન શરીફમાં છે : "અને જ્યારે તેઓના ઉપર (કિયામતનો) વાયદો પૂરો થવાનો હશે, ત્યારે અમે તેઓના માટે ધરતીમાંથી એક (એવા) પ્રાણીને કાઢીશું કે, જે તેઓની સાથે વાતો કરશે. એટલા માટે કે તેઓ અમારી નિશાનીઓ ઉપર યકીન લાવતા ન હતા." *(સૂરએ નમ્લ : ૮)*

અને હદીષોમાં આ બધી નિશાનીઓનું સવિસ્તર વર્ણન છે. જેમાંથી એક હદીષ શરીફ નીચે ટાંકી રહ્યો છું. તિરમિઝી શરીફમાં હઝરત હુઝૈફા બિન ઉસૈદ (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ પોતાના હુજરામાંથી અમોને કિયામત વિશે વાતચીત કરતા સાંભળ્યા, તો આપે ફરમાવ્યું : કિયામત ત્યાં સુધી આવશે નહીં કે જ્યાં સુધી તમે દસ નિશાનીઓ ન જોઈ લો : (૧) પશ્ચિમ દિશાથી સૂર્યોદય, (૨) યાજૂજ-માજૂજનું નિકળીને સર્વત્ર છવાઈ જવું, (૩) જાનવરનું નિકળવું, જે લોકો સાથે વાત કરશે, (૪/૫/૬) ત્રણ જગ્યાએથી જમીન ઢસી જવી, (પૂર્વ, પશ્ચિમ અને અરબ દ્વિકલ્પ), (૭) અદનથી આગનું નિકળવું, જે લોકોને હાંકશે-ભગાડશે, (૮) ધુમાડો, (૯) દજ્જાલનું નિકળવું, (૧૦) (દજ્જાલને કત્લ કરવા માટે) હઝરત ઈસા (અલૈ)નું આગમન.

*(અબવાબુલ ફિતન, બાબ : ઝમીન ઢસી જવા બાબત)*

- મર્યા પછી ફરીવાર જીવંત થવું નિશ્ચિત છે.

કુરઆન શરીફમાં છે : અને એ કે કિયામત આવનાર છે, તેમાં જરાય શંકા નથી. અને એ કે અલ્લાહપાક કબરવાળાઓને ઉઠાવશે.

*(હજ્જ: ૭)* અને જ્યારે (મુર્દાઓને સજીવન કરવા) કબરો ઉપર-તળે કરવામાં આવશે, તો (તે તેળા) દરેક વ્યક્તિ પોતાનું આગળ મોકલેલું અને પાછળ મૂકેલું જાણી લેશે. *(ઈન્ફિતાર : ૪,૫)*

- હઝરત ઈસ્રાફીલ (અલૈ.) અલ્લાહપાકના હુકમથી શિંગડાના આકાર જેવી એક વસ્તુ વડે સૂર ફૂંકશે.
- સૂરથી સમગ્ર સૃષ્ટિ ભાંગી-તૂટી જશે, દરેક મખ્લૂક મૃત્યુ પામશે, પરંતુ અલ્લાહ તઆલા ચાહશે તે સુરક્ષિત રહેશે.

કુરઆન શરીફમાં ફરમાવ્યું : અને જે દિવસે સૂર ફૂંકવામાં આવશે ત્યારે જે કાંઈ આકાશમાં (અને) જે કાંઈ પૃથ્વીમાં છે, તે (સૌ) ગભરાઈ (ને મરી) જશે, પરંતુ જેને અલ્લાહપાક ચાહે. *(નમ્લ : ૮૭)* અને કિયામતના દિવસે સૂર ફૂંકવામાં આવશે, ત્યારે જે કાંઈ આકાશો તથા પૃથ્વીમાં છે, તે સૌ બેભાન થઈ જશે, પરંતુ જેને અલ્લાહપાક ચાહે (તે બેભાન થશે નહીં). ફરી બીજી (સૂર) ફૂંકવામાં આવશે, તો તત્કાલ તેઓ ઉભા થઈ ચોતરફ જોવા માંડશે. *(ઝુમર : ૬૮)*

- કિયામતમાં મીઝાન (ત્રાજવાં) ગોઠવવામાં આવશે, જેના પર બંદાઓના અમલો (કાર્યો)નું વજન કરવું નિશ્ચિત છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : અને કિયામતના દિવસે અમે અદ્લ (ન્યાય)ના ત્રાજવા કાયમ કરીશું, તો કોઈની ઉપર પણ જરાય ઝુલ્મ નહીં થાય. *(અમ્બિયા : ૪૭)* અને તેઓમાં ન્યાયસર ફેંસલો થશે અને તેઓ પર (સહેજ પણ) ઝુલ્મ નહીં થાય. *(યૂનુસ : ૫૪)*

- કિયામતના દિવસે હિસાબ-કિતાબ અને પૂછપરછ થવી અને દરેકને પોતાના આમાલનામા (કર્મપોથી) મળવી નિશ્ચિત છે.
- નેક લોકોનું આમાલનામું (કર્મપોથી) જમણા હાથમાં અને ગુનેહગારોની કર્મપોથી ડાબા હાથમાં આપવામાં આવશે.

અલ્લાહપાક ફરમાવે છે : તો (તે દિવસે) જેને જેનું આમાલનામું જમણા હાથમાં મળશે, તો તેનાથી સહેલાઈ સાથે હિસાબ લેવામાં

આવશે. *(ઈન્શિકાક : ૭,૮)* પછી જેને પોતાનું આમાલનામું જમણા હાથમાં આપવામાં આવશે, તો તે (ખૂશીથી બીજાઓને) કહેશે કે મને મારો હિસાબ મળનાર છે. અને જેને પોતાનું આમાલનામું (કર્મપોથી) ડાબા હાથમાં આપવામાં આવશે, ત્યારે તે કહેશે કે કેવું સારૂ થાત કે મારૂ આમાલનામું જ મને ન મળત ! અને મને ખબર જ ના થાત કે મારો હિસાબ શું છે ? *(અલહાક્કહ : ૧૮/૧૯/૨૫/૨૬)*

- કિયામતના દિવસે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ માટે હવઝે કવષર નિશ્ચિત છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : બેશક ! (હે મુહમ્મદ સલ.) અમે આપને કવષર અર્પણ કરી છે. *(અલ કવષર : ૧)*

- એનું ક્ષેત્રફળ (લંબાઈ અને પહોળાઈ) એક મહિનાના અંતર જેટલું છે, એનું પાણી દૂધથી વધુ સફેદ, મધથી વધુ મીઠું, એની ખૂશ્બુ કસ્તુરીથી પણ બેહતર હશે. (આકાશના) તારલાઓની સંખ્યા બરાબર એમાં ફૂલડીઓ કે વાટકાઓ હશે, જેને આ હૌઝથી એક ઘૂંટડો પાણી નસીબ થઈ જશે, તો પછી એને કદાપિ તરસ મહસૂસ થશે નહીં. *(બુખારી, મુસ્લિમ)*

- કાયમની સજા અને કાયમ નર્કમાં રહેવું માત્ર નાસ્તિકો અને અલ્લાહ તઆલા સાથે ભાગીદાર કરનાર માટે છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : (અને જાણી લો કે) બેશક, જે અલ્લાહ તઆલાની સાથે (અન્ય કોઈને) શરીક (ભાગીદાર) ઠેરવશે, તો અવશ્ય અલ્લાહ તઆલા પણ તેના ઉપર જન્નત હરામ કરી દેશે, અને તેનું ઠેકાણું (સદા માટે) દોઝખ (નર્ક) છે, અને એવા પાપીઓનો કોઈ સહાયક થશે નહીં. *(માઈદહ : ૭૨)*

- મુસલમાન માટે કાયમી સજા (શિક્ષા) નથી, ભલે ગમે તેટલો મોટો ગુનેહગાર હોય કે પછી પશ્ચાતાપ વિના મર્યો હોય.

અલ્લાહપાક ફરમાવે છે : તે ચાહે તેને બખ્શી દે અને ચાહે તેને

શિક્ષા કરે અને અલ્લાહપાક ઘણા જ બખ્શનાર (અને) ઘણો દયાળુ છે. *(આલિ ઈમરાન : ૧૨૯)* બેશક, અલ્લાહ તઆલા આ વાત કદી પણ માફ કરશે નહીં કે તેની સાથે કોઈને શરીક (ભાગીદાર) કરવામાં આવે અને તેના સિવાય ચાહે તેને બખ્શી દેશે. *(નિસાઅ : ૧૧૬)*

● પુલસિરાત હક અને યકીની છે, જે દોઝખની પીઠ ઉપર કાયમ કરાશે. જે વાળથી વધુ બારીક અને તલવારથી વધુ તેજ હશે. નેક લોકો એને સડસડાટ પાર કરી જશે અને બદકાર (ખરાબ કૃત્યો આચરનાર) લોકો લપસીને દોઝખમાં પહોંચી જશે.

અલ્લાહ પાક ફરમાવે છે : અને તમારામાંથી કોઈ પણ એવો નથી જે તે (પુલસિરાત)ના ઉપર પહોંચે નહીં. આ (વાયદો) આપના પરવરદિગાર પર જરૂરી છે, જે પૂરો થઈને જ રહેશે. *(મરયમ : ૭૧)*

## ❋ ગ્લોબલ વોર્મિંગ કે ખુદાઈ ચેતવણી ❋

સમગ્ર વિશ્વના વૈજ્ઞાનિકો તરફથી આજકાલ સતત ગ્લોબલ વોર્મિંગના સમાચારો આવી રહયા છે. પ્રિન્ટ તથા ઈલેકટ્રોનિક મીડિયા વડે દરરોજ લોકોને આ ખતરાથી ચેતવવામાં આવી રહયા છે.

૨૦ ડિસે. ૨૦૦૭ના દિવસે ઈન્ડિયા ટી.વી. (દીલ્હી) પર એક લાંબો પ્રોગ્રામ પ્રસારિત થયો હતો. જેનું શિર્ષક હતું, ‘‘કિયામત, પાંચ વર્ષમાં’’ તે રિપોર્ટોમાં વૈજ્ઞાનિકોના મોઢાથી ચેતવણીરૂપે જાણકારી આપવામાં આવી કે, વાતાવરણનો પલટો હવે વાતાવરણનું સંકટ બનવા લાગ્યો છે. વિશ્વમાં હવે ગરમી બેહદ વધી રહી છે. અને જીવન સહાયક વ્યવસ્થાનું સંતુલન ખોરવાય રહયું છે. જેના કારણે પૃથ્વીપટ પર રહેવાનું દુષ્કર બની જાય એવો સમય ઝડપથી નજીક આવી રહયો છે.

પરિણામે બે રીતે બરબાદી આવશે. એક બાજુ દરિયાઓનો સ્તર ઉંચો આવશે, અને તટવર્તી પ્રદેશો ડૂબી જશે. દા.ત. બોમ્બે, મદ્રાસ વિગેરે. અને અંતરિયાળ પ્રદેશો પાણીની અછતના ભોગ બનશે. શકય

છે કે, પાણી માટે ત્રીજુ વિશ્વયુધ્ધ શરૂ થઈ જાય.

દરિયાઓમાં સતત પાણી એટલા માટે ભરાયેલું રહે છે કે, પહાડોનો બરફ ધીમે ધીમે ઓગળી જઈ ઝરણાઓ રૂપે વર્ષભર ઉપરથી નીચે આવતું રહે છે. પરંતુ જ્યારે પહાડો પર જામેલો બરફ ઓગળીને ખલાસ થઈ જશે, તો સ્વભાવિક જ દરિયાનું પાણી પણ સૂકાય જશે. બીજી બાજુ બરફનું ઓગળેલુ બધુ પાણી દરિયામાં જ ભળી જશે અને બધુ મીઠુ પાણી ખારૂં થઈ જશે. ત્યાર પછી દરિયાઓમાં પાણી તો બહુ હશે, પરંતુ અત્યંત ખારૂં હોવાના લીધે ન પીવા લાયક હશે, ન સિંચવા લાયક રહેશે. જાણે કે એ સ્થિતિ સર્જાશે, જેનું ચિત્રણ એક અંગ્રેજ કવિ કોલરિજે અઢારમી સદીમાં કર્યુ હતું : **Water Water every where Nor a drop to Drink.**

ખુદાના પયગમ્બરો સતત એવું દર્શાવતા રહયા હતા કે, વર્તમાન વિશ્વ હમેંશા નથી. તેની ઉલટી ગણત્રી સતત ચાલુ છે. એક સમય આવશે, જ્યારે તે પોતાની મુદત પૂરી કરી ખત્મ થઈ જશે. બધા જ સંકેતો દર્શાવી રહયા છે કે, હવે આ કાઉન્ટ ડાઉન બહુ જલ્દી પોતાના અંતિમ નંબર પર પહોંચનાર છે.

વીસમી સદીના વૈજ્ઞાનિકોએ 'લો ઓફ એન્ટ્રોપી' શોધીને દર્શાવ્યું હતું કે, વિશ્વની ઉર્જા સતત નાશ પામી રહી છે. આ કાર્યને વિપરિત દિશામાં ફેરવી શકાય એમ નથી. એટલે ચોક્કસ જ એક નિર્ધારિત સમય પછી વર્તમાન વિશ્વ ખત્મ થઈ જશે. હવે ૨૧મી સદીના વૈજ્ઞાનિકો પોતાના તાજા સંશોધનો મુજબ કહી રહ્યા છે કે, હવે વિનાશની એ ક્ષણ બહુ વધારે નજીક આવી ચૂકી છે. શક્ય છે કે આ મુદત ૧૦ વર્ષ કે ૨૦ વર્ષથી પણ ઓછી હોય.

એ વાત જે પ્રસાર માધ્યમોમાં ગ્લોબલ વોર્મિંગના નામે આવી રહી છે તે વાસ્તવમાં ડિવાઈન વોર્નિંગ (ખુદાઈ ચેતવણી) છે. આ અલ્લાહ પાક તરફથી એ વાતનું એલાન છે કે તેની યોજના મુજબ હવે દુનિયાની નિર્ધારિત મુદત ખત્મ થઈ ચૂકી છે. હવે બહુ જલ્દી એ

થવાનું છે કે, વર્તમાન વિશ્વને ખત્મ કરી તેની ઉંમરનો બીજો દૌર શરૂ કરવામાં આવે. પહેલો દૌર ચકાસણી માટે તથા કામચલાઉ હતો. બીજો દૌર અંજામ માટે અને હમેંશા હશે.

વર્તમાન વિશ્વમાં માનવીને સ્વતંત્રતા આપવામાં આવી હતી. આ સ્વતંત્રતા કોઈ અધિકારના લીધે આપવામાં આવી ન હતી, બલ્કે વચગાળાના સમય પુરતી માત્ર કસોટી માટે હતી. આ એટલા માટે હતી કે એ જોવામાં આવે કે કોણ આઝાદીનો સાચો ઉપયોગ કરે છે અને કોણ તેનો દુરૂપયોગ કરે છે. કુદરતી વ્યવસ્થા હેઠળ દરેક સ્ત્રી–પુરૂષનો રેકોર્ડ તૈયાર કરવામાં આવી રહયો છે. આવનારા જીવનકાળમાં એ રેકોર્ડ અલ્લાહપાક સમક્ષ રજૂ કરવામાં આવશે. જેનો રેકોર્ડ દર્શાવશે કે તેણે પોતાની સ્વતંત્રતાનો સાચો ઉપયોગ કર્યો, તેને અલ્લાહપાક સ્વર્ગમાં સ્થાન આપશે. જ્યાં તે અનંતકાળ સુધી શાંત તથા સુખી જીવન ગાળશે. કુર્આનના શબ્દોમાં ‘‘આવા લોકો જન્નતુલ ફિરદૌસમાં જગ્યા મેળવશે જ્યાં તેઓ હંમેશ રહેશે.’’ *(અલ કહ્ફ : ૧૦૭–૧૦૮)* તેનાથી વિપરિત જે લોકોનો રેકોર્ડ એમ દર્શાવશે કે, તેઓએ પોતાની સ્વતંત્રતાનો ખોટો ઉપયોગ કર્યો, તેઓને સર્જકના ચૂકાદા મુજબ નર્કમાં મોકલી દેવામાં આવશે.

હવે અંતિમ સમય આવી ગયો છે કે, બધા સ્ત્રી–પુરૂષો જાગી ઉઠે. તેઓ આત્મપરિક્ષણ કરે. તેઓ આવનારા જીવન તબક્કામાં સફળ જીવન પ્રાપ્ત કરવાને પોતાનો એક માત્ર હેતુ બનાવે. દરેક સ્ત્રી–પુરૂષે જાણવું જોઈએ કે વર્તમાન વિશ્વમાં તેમને જે મોકો મળ્યો છે, તે પહેલો તથા છેલ્લો છે. ત્યાર પછી કોઈ બીજો ચાન્સ તેઓને મળવાનો નથી. વર્તમાન ગ્લોબલ વોર્મિંગ દર્શાવી રહી છે કે હવે લોકો ‘‘પોઈન્ટ ઓફ નો રિટર્ન’’ પર પહોંચી ગયા છે. મળેલી તકને ઉપયોગમાં લઈ લો. એ પહેલાં કે તેનાથી લાભ લેવાનો સમય જ ખત્મ થઈ જાય. અને પછી આ વિશ્વમાં ન પાછા ફરવાની શકયતા હોય, ન આવનારી દુનિયામાં કર્મ કરવાની શક્યતા.

# ❋ કિયામતની કેટલીક નિશાનીઓ ❋

અલ્લામા ઈબ્ને કષીર (રહ.)એ પોતાની કૃતિ "અન્નિહાયા ફિલ ફિતની વલ મલાહિમ"માં (પેજ–૧૮૦) ઈમામ બયહકી (રહ.)ના હવાલાથી હઝરત હસન બસરી (રહ.)ની એક રિવાયત લખી છે. આપ રહ. ફરમાવે છે કે, મેં વિદ્યાપ્રાપ્તિ માટે પ્રવાસ ખેડયો તો જ્યારે હું કૂફા પહોંચ્યો, તો મારી મુલાકાત રસૂલુલ્લાહ (સલ.)ના એક મહાન સહાબી હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)થી થઈ. મેં આપ (રદી.)થી સવાલ કર્યો કે, શું તમારી પાસે કિયામતની નિશાનીઓ સબંધી કંઈક જાણકારી છે ? તો હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)એ જવાબ આપ્યો કે, આ સબંધે મેં અલ્લાહના રસૂલ (સલ.)થી પૂછયું હતું, તો આપ (સલ.)એ મને આ ઉત્તર આપ્યો કે, કિયામતના ચિહ્નોમાંથી કેટલાક આ છે :

- **અવલાદ ભારે થઈ જશે** : તેનો અર્થ એ છે કે, સંતાનો માતા–પિતાની ફરમાંબરદારી નહીં કરે. તેઓ માથાભારે બની જશે. બીજો અર્થ એ કે, માતા–પિતા પોતાની સ્વતંત્ર ઝિંદગી પ્રત્યે એટલા આકર્ષાશે કે સંતાન તેમને ભારેખમ લાગશે.
- **વરસાદ ગરમ થઈ જશે** : તેનો અર્થ એ છે કે, વરસાદ પડવા છતાં ગરમી વધતી જશે.
- **રહસ્યો છતા થઈ જશે** : રહસ્યો છતા થઈ જવા પાછળ એક કારણ તો એ હશે કે, માણસ જેને પોતાના રહસ્ય (રાઝ)ની વાત કહેશે, તે અપ્રમાણિકતા આચરી બીજાઓને જણાવી દેશે. અથવા તેનો અર્થ એ છે કે, પહેલાં જીવનના જે પાસા લોકોથી છુપાયેલા રહેતા હતા, તે પાસા લોકો પોતે જ જાહેર કરશે, અથવા તો બીજા લોકો જાણી જોઈને કોઈના રહસ્ય જાહેર કરશે. સ્ટીંગ ઓપરેશન, મોબાઈલ અને વિડિયોગ્રાફીના કારણે આમ બનવું હવે સામાન્ય થઈ ગયું છે.

- **જુઠ્ઠા માણસને સાચો ઠરાવવામાં આવશે :** મતલબ કે લોકો વ્યક્તિગત હિતો સાધવા જુઠ્ઠા લોકોને સાથ આપશે. અને તેને ટેકો આપશે. આમ કરી તેઓ પોતાના ગેરકાનૂની હેતુઓ સિધ્ધ કરશે.
- **બેઈમાનને ઈમાનદાર ઠરાવવામાં આવશે :** મતલબ કે જો કોઈ હોદ્દા પર કોઈ બેઈમાન અધિકારી પહોંચી જશે, તો કોઈ તેના ભ્રષ્ટાચાર પર આંગળી ઉઠાવશે નહીં, બલ્કે બધા તેની ચાપલૂસી કરી તેને ઈમાનદાર ઠેરવશે. લોકો બેઈમાન વ્યાપારીને પણ કંઈક ફાયદો મેળવવા ઈમાનદાર લેખાવે તો તે આમાં શામેલ છે.
- **ઈમાનદાર માણસને બેઈમાન કહેવામાં આવશે :** મતલબ કે જો કોઈ પ્રમાણિકતા આચરશે તો તેને હતોત્સાહિત કરવામાં આવશે. બલ્કે 'ઉલ્ટો ચોર કોટવાલને દંડે'ના ન્યાયે તેની પર જ ભ્રષ્ટાચારનો આરોપ લગાડવામાં આવશે. આમ બનવાનું આજકાલ સામાન્ય થઈ ગયું છે.
- **દરેક કબીલાની નેતાગીરી દંભીઓના હાથમાં હશે :** એટલે કે તેઓની વાણી–વર્તનમાં ભેદ હશે. સામાન્યજનો પણ આવા બે મોઢાવાળા લોકોને પસંદ કરશે. તેમને સાચુ બોલતાં લોકો પસંદ પડશે નહીં.
- **દરેક બજાર પર ગુનેગારોનો કબ્જો હશે :** જેમના મતે ધોકેબાજી કોઈ ખરાબ કામ નહીં હશે. તેઓ વ્યાપારના વિકાસ માટે અશ્લીલતા અપનાવતા પણ ખચકાશે નહીં. આ વાત આજના વ્યાપાર વિશ્વ પર બરાબર બંધ બેસે છે.
- **મહેરાબો શણગારવામાં આવશે :** અર્થાત્ મસ્જિદની અસલ શાન એ છે કે નમાઝીઓ વધારે થાય, લોકો મનનપૂર્વક (ખુશૂઅ -ખુઝૂઅ સાથે) નમાઝ પઢે. તેના બદલે મસ્જિદના ઉપર-છલ્લા સાજ-શણગાર પર વધુ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવશે.

- **દિલો વેરાન થઈ જશે** : મતલબ કે મનેચ્છાઓ પાછળ દોડવાના કારણે તથા સ્વાર્થ પાછળ ઘેલા થવાના કારણે મન મેલા થઈ જશે. જેના કારણે સાચી વાત સ્વીકારવાની કે ખોટી વાત છોડી દેવાની કોઈમાં નૈતિક હિંમત રહેશે નહીં.
- **પુરૂષો પુરૂષોને અને સ્ત્રીઓ સ્ત્રીઓને પુરતાં થઈ જશે** : અર્થાત્ સજાતીયવૃત્તિ વધી પડશે. આજે જુઓ તો સજાતીયતાને કાનૂની રક્ષણ પુરૂ પાડવાની વાતો થઈ રહી છે. (અલ્લાહ તઆલાની પનાહ)
- **દુનિયાના વસેલા વિસ્તારોને વેરાન કરી નાંખવામાં આવશે અને ઉજ્જડ વિસ્તારોને વસાવવામાં આવશે** : આજે આપ જુઓ તો દેખાશે કે મોટા–મોટા શહેરો બોમ્બવર્ષાના કારણે પલકવારમાં રાખના ઢગલામાં ફેરવાય જાય છે. અને ઉજ્જડ વિસ્તારોને પુરાતત્વીય અવશેષોના સુંદર નામો આપવામાં આવે છે. અને તેને પર્યટન સ્થળ તરીકે વિકસાવવામાં આવી રહ્યા છે. જો કે આવા ખંડેર વિસ્તારો પર લખલૂંટ પૈસો ખર્ચ કરવા કરતાં જીવતા જાગતા માનવબંધુઓની સુખાકારી માટે કંઈક કરવું જોઈએ.
- **ફિત્નાઓ પ્રગટ થશે** : ક્યાંક માલનો ફિત્નો તો ક્યાંક સૌંદર્ય (જમાલ)નો ફિત્નો દેખા દેશે.
- **વ્યાજ ખાવામાં આવશે** : સમગ્ર વિશ્વ વ્યાજુ વ્યવસ્થામાં જકડાય જશે. લોકો વ્યાજ ખાશે, પરંતુ તેને ખોટુ સમજવામાં નહીં આવશે. આજે લોકો એમ કહેતાં પણ સંભળાય છે કે, મુસ્લિમો આર્થિક ક્ષેત્રે એટલા માટે પછાત છે કે તેઓ વ્યાજ નથી લેતા. (અલ્લાહની પનાહ)
- **ગાવા બજાવવાના સાધનો સામાન્ય થઈ જશે** : હદીષ શરીફમાં એમ છે કે, “ગાયન મનમાં દંભ પોષે છે. એવી રીતે

જેવી રીતે કે પાણી ખેતીને પોષે છે.'' *(મિશ્કાત શરીફ : ૨/૪૧૧)*

- હદીષ શરીફમાં છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, ''મને દુનિયામાં સંગીતના સાધનો તોડવા માટે મોકલવામાં આવ્યો છે.'' છતાં આજે જુઓ તો મોબાઈલથી લઈ ડોર બેલ સુધી મ્યુઝિક-સંગીત પ્રસરી ચૂકયું છે.

- **ખજાનાઓ પ્રગટ થશે :** મતલબ કે દફન કરેલા ખજાનાઓ બહાર આવશે. બીજો અર્થ એ છે કે, જે ખજાનાઓ છૂપાવીને રાખ્યા હશે તે બધાની સમક્ષ ખૂલી જશે. આજકાલ લોકો પોતે જ પોતાની સંપત્તિ જાહેર કરી રહયા છે અથવા તો ખણ ખોદયા પત્રકારો ધનવાનોની સંપત્તિની માહિતી લોકો સમક્ષ ધરી રહયા છે.

- **શરાબ પીવામાં આવશે :** શરાબથી માણસ પોતાની ઉપરથી કાબૂ ગુમાવી બેસે છે. કોઈ પણ સમજદાર માણસ તેને સારી વસ્તુ નથી કહેતો. પરંતુ કિયામત નજીક લોકો મોજમસ્તીમાં એવા તણાય જશે કે, સમજદારીના બધા જ તકાદાઓ એક બાજુ પર રહી જશે, અને શરાબનું ચલણ વધી જશે. આજે બિન મુસ્લિમ કહો કે મુસ્લિમ કહો બધા જ શરાબનું ઓછે-વત્તે અંશે સેવન કરે છે. અફસોસ છે આ હાલત પર !

- **સિપાઈઓ વધી જશે :** આ ભવિષ્યવાણીનો શબ્દે શબ્દ કેવી રીતે પુરો થયો તે દરેક માણસ થોડુક વિચારશે તો સમજમાં આવી જશે. આજે જગતમાં કેટલા બધા ફોજીઓ તથા પોલીસો જોવા મળે છે. આ બધી કિયામતની નિશાનીઓ છે.

- **વાંકદેખા લોકો વધી જશે :** આજે અખબારો જુઓ તો તેની સાબિતી મળી જશે. સામાન્ય જનજીવનમાં પણ હવે વાંકદેખા લોકોની કમી નથી. ખાસ કરીને હવે તો ઈલ્મ તથા અમલથી દૂર લોકો ઈલ્મ-અમલવાળાને છોડતા નથી.

- કિયામતની એક નિશાની એ હશે કે, પીઠ પાછળ નિંદા કરવા–વાળા વધી જશે. જેના કારણે સામાજીક જીવનમાં મોટા મોટા ફિત્નાઓ ઉભા થશે. અને પરસ્પર વિશ્વાસ ઉઠી જશે. આ અનિષ્ટ પણ આજે પ્રત્યેક સ્તરે ફેલાયેલુ છે. જેનાં માઠાં પરિણામો ઉમ્મત આજે ભોગવી રહી છે.

હુઝૂર (સલ.)એ કિયામતની નિશાનીઓ વર્ણવી છે, તેનો વિશેષ હેતુ એ છે કે, ઉમ્મત ઈરાદાપૂર્વક કરવામાં આવતી આવી બુરાઈ-ઓથી યથાશક્તિ બચવાની કોશિશ કરે. અને પોતાના સમાજમાં એવુ વાતાવરણ ઉભુ થવા ન દે જેનાથી તે ખુદાની ફિટકારને લાયક બની જાય. એટલે આપણે દરેક વખતે પોતાના જીવનનું નિરીક્ષણ કરતા રહેવું જોઈએ. અને આવા અણગમતા કાર્યોથી પોતાને તથા પોતાના સમાજને સુરક્ષિત રાખવાની કોશિશ કરવી જોઈએ. અલ્લાહપાક આપણા બધાને અમલ કરવાની તૌફીક અતા ફરમાવે. અને ફિત્ના-ઓથી મહફૂઝ રાખે, આમીન.

## ❋ જન્નત (સ્વર્ગ) દોઝખ (નર્ક) વિશે ❋

- જન્નત અને દોઝખ નિશ્ચિત છે.
- જન્નત અને દોઝખ અત્યારે અસ્તિત્વમાં છે. એ બેઉની પેદાઈશ માનવ ઉત્પત્તિ પહેલાં અમલમાં આવી હતી અને તેનું અસ્તિત્વ હંમેશા બાકી રહેશે.

જેમ કે એ બન્ને તૈયાર થઈ ગઈ હોવાનો ઉલ્લેખ કરતાં કુરઆન મજીદમાં ફરમાવ્યું : અને તે (દોઝખની) આગથી પણ ડરતા રહો કે જે કાફિરો માટે તૈયાર કરવામાં આવી છે, અને પોતાના પરવર-દિગારની બખ્શીશ તથા તે જન્નત તરફ દોડો કે જેની પહોળાઈ આકાશો અને પૃથ્વી સમાન છે, જે અલ્લાહપાકથી ડરનારાઓ માટે તૈયાર કરવામાં આવી છે. *(આલિ ઈમરાન : ૧૩૧/૧૩૩)*

- મૃત્યુ પછી દરરોજ સવાર-સાંજ મય્યિતને એનું ઠેકાણું બતાવવામાં

આવે છે. જન્નતીને જન્નતની ખૂશખબરી અપાય છે અને દોઝખીને દોઝખ બતાવીને ચિંતાતૂર કરવામાં આવે છે.

જેમ કે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે, જ્યારે કોઈ મૃત્યુ પામે છે, તો તેને તેની રહેવાની જગ્યા દેખાડવામાં આવે છે. જો તે જન્નતવાસીઓમાંથી હશે, તો જન્નત અને જો તે નર્કવાસીઓમાંથી છે, તો નર્ક (દેખાડવામાં આવે છે). પછી એને કહેવામાં આવે છે કે, જ્યારે તને અલ્લાહ તઆલા કિયામતના દિવસે (કબરમાંથી) ઉઠાવશે ત્યારે આ જ તારી જગા છે.

*(તિરમિઝી : અબવાબુલ જનાઈઝ, બાબ અઝાબે કબર વિશે)*

- સ્વર્ગવાસીઓ અને નર્કવાસીઓ કદાપિ મરશે નહીં.
- મૌતને પણ ઝબહ કરી દેવામાં આવશે, એટલે કે કોઈને મૌત આવશે નહીં.

જેમ કે તિરમિઝી શરીફમાં હઝ. અબૂ હુરૈરહ (રદી.)ના હવાલાથી એક લાંબી હદીષ શરીફ વર્ણન કરી છે, જેના અંતિમ વાક્યો આ મુજબ છે : પછી જ્યારે સ્વર્ગવાસીઓને સ્વર્ગમાં અને નર્કવાસીઓને નર્કમાં પહોંચાડી દેવામાં આવશે, તો મૌતને ખેંચીને લાવવામાં આવશે અને (સ્વર્ગ અને નર્ક) બન્નેની વચમાં દિવાર પર (મૌતને) ઉભુ કરવામાં આવશે, પછી સ્વર્ગવાસીઓને બોલાવવામાં આવશે તો તેઓ ડરતાં ડરતાં જોશે અને (પછી) નર્કવાસીઓને બોલાવવામાં આવશે, તો તેઓ ખૂશ થતાં થતાં જોશે કે કદાચ (આપણી) સિફારીશ થઈ જાય, પરંતુ (એવું કંઈ ન થતાં) તેઓને પૂછવામાં આવશે કે, શું તમે લોકો આને ઓળખો છો ? એ બધા એકી અવાજે કહેશે : હા, આ તો મૌત છે, જે (દુનિયામાં) અમારા પાછળ લાગેલી રહેતી હતી. ત્યાર બાદ તે (મૌત)ને સુવડાવી દેવામાં આવશે, અને એ જ દિવાર પર ઝબહ કરવામાં આવશે. પછી કહેવામાં આવશે : હે સ્વર્ગવાસીઓ ! હવે તમે સદાને માટે જન્નતમાં રહેશો, ક્યારેય (તમારૂં) મૌત આવશે

નહીં. અને અય નર્કવાસીઓ ! હવે તમે હમેંશા અહીં (નર્કમાં) જ રહેશો, ક્યારેય મૌત આવશે નહીં.

*(તિરમિઝી, અબવાબુ સિફતિલ જન્નહ, બાબ રઝાએ ઈલાહી વિશે)*

- જન્નત જઝા (કર્મફળ) અને જહન્નમ સજા (કર્મદંડ) પામવાનું સ્થાન છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : અને જે કોઈ પુરૂષ હોય કે સ્ત્રી, પોતાના મુઅમિન હોવાની સ્થિતિમાં નેક કાર્ય કરશે, તો તેવા જ લોકો જન્નતમાં દાખલ થશે. *(નિસાઅ : ૧૨૪)* અને જે લોકો ઈમાન લાવ્યા અને ભલાં કામ કર્યા તેમને અમે જન્નતના ઝરૂખા(વાળા મહેલો)માં જગ્યા આપીશું. *(અનકબૂત : ૫૮)* અને જે લોકો અલ્લાહપાક તથા રસૂલ (સલ.)ની નાફરમાની કરશે, તો તેના માટે જહન્નમની આગ છે, જેમાં તેઓ સદા નિરંતર રહેશે. *(સૂરએ જિન્ન : ૨૩)*

- માત્ર પોતાના આમાલથી કોઈ માણસ જન્નતને પાત્ર બની શકતો નથી, બલ્કે અલ્લાહપાક ચાહશે તેને પોતાની કૃપા અને રહમતથી જન્નતમાં મોકલશે અને જેને ચાહશે તેને પોતાના ન્યાય અને ઈન્સાફના આધારે જહન્નમમાં મોકલશે. અર્થાત્ દોઝખીઓ એના ન્યાય અને ઈન્સાફથી જ દોઝખમાં જશે. હા, જન્નતીઓ અને દોઝખીઓના દરજ્જાઓ કે કક્ષાઓનો ફર્ક એમના આમાલને કારણે હશે.

કુરઆન શરીફમાં છે : પણ અલ્લાહ તઆલા ચાહે તેને પોતાની રહમત માટે ખાસ કરી લે છે, અને અલ્લાહપાક બહુ જ કૃપાવાળો છે. *(અલ બકરહ : ૭૫)* અને તેમની સૌની વચ્ચે ન્યાયપૂર્વક ફેંસલો કરવામાં આવશે અને તેમના ઉપર જરાય ઝુલ્મ કરવામાં આવશે નહીં. *(ઝુમર : ૬૯)*

- જેના દિલમાં લેશમાત્ર ઈમાન હશે, તે પોતાના ગુનાહોની સજા ભોગવીને જન્નતમાં દાખલ થશે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : (હે નબી (સલ.) ! મારા તરફથી લોકોને) આપ ફરમાવી દો કે હે મારા તે બંદાઓ ! જેમણે (ગુનાહો કરી) પોતાના ઉપર બેહદ ઝુલ્મ કર્યો છે, તમે અલ્લાહ તઆલાની રહમતથી નિરાશ થશો નહીં. બેશક, અલ્લાહ તઆલા (પાછલા) સૌ ગુનાહ માફ કરી દેશે. બેશક, તે જ અલ્લાહ તઆલા બખ્શનાર મહા દયાળુ છે. *(ઝુમર : ૫૩)*

- જન્નતમાં પ્રવેશ્યા પછી જન્નતીઓ પોતાના મુસ્લિમ દોઝખી ભાઈઓ માટે સિફારીશ કરશે. આ સિફારીશ અમ્બિયાએ કિરામ અલૈહિમુસ્સલામ, શુહદાઅ (ઈસ્લામ કાજે શહીદી વહોરનાર), સુલહાઅ (સદ્‌કાર્યો અને સદ્‌કર્મોમાં જીવન વિતાવનાર) અને ઉલમાએ કિરામ પોતપોતાના દરજ્જા અનુસાર ભાગ લેશે.

હદીષોમાં એનું વિગતવાર વર્ણન છે. અહિંયા કુરઆન શરીફની એક આયત ટાંકું છું : અલ્લાહ પાક ફરમાવે છે : તે (અલ્લાહ) તેમના આગલા તથા પાછલા અહેવાલને (સારી પેઠે) જાણે છે અને તેઓ (કોઈની) ભલામણ (સિફારીશ) પણ કરી શકતા નથી, પરંતુ જેને માટે અલ્લાહપાક રાજી હોય. *(અમ્બિયાઅ : ૨૮)*

હઝરત અબૂ સઈદ (રદી.) રિવાયત વર્ણવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : મારી ઉમ્મતમાંથી અમૂક લોકો એક કબીલાની, કોઈ નાના અમથા (૧૦ થી ૪૦ માણસોના) સમૂહની, અને કોઈ વળી એક માણસની પણ સિફારીશ કરશે. પછી તે બધા જન્નતમાં દાખલ થઈ જશે.

*(તિરમિઝી, અબવાબુ સિફતિલ કિયામહ, સિફારીશ વિશેનો બાબ)*

- જન્નતમાં જન્નતીઓની પોતાના પરિવારજનોથી મુલાકાત થતી રહેશે.
- જન્નતની સૌથી મોટી નેઅમત અલ્લાહપાકનો દીદાર-દર્શન છે.

કુરઆન શરીફમાં છે : તે દિવસે કેટલાક મુખડાં હરખથી તાજા

**હશે, (અને) પોતાના પરવરદિગારની તરફ નિહાળતા હશે.**

*(કિયામહ : ૨૨,૨૩)*

**હઝરત સુહૈલ (રદી.) સૂરએ યૂનુસની આયત નંબર ૨૬ની તફસીર (ભાષ્ય)માં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું એક ફરમાન વર્ણવે છે કે, જ્યારે જન્નતીઓ જન્નતમાં દાખલ થઈ જશે, તો એક એલાન કરનાર એલાન કરશે કે, તમને અલ્લાહ તઆલા તરફથી બીજી પણ એક ચીજ મળશે. તેઓ જવાબ આપશે કે, શું અલ્લાહ તઆલાએ અમારા મુખડા ઝળહળિત (રોશન) નથી કર્યા ? અને અમને છૂટકારો આપીને જન્નતમાં દાખલ નથી કર્યા ? (એટલે હવે બીજી તે કઈ વસ્તુની ઉણપ બાકી રહે છે ?) તે (એલાન કરનાર) કહેશે : કેમ નહીં, (હજુ એક મહાન નેઅમત બાકી છે.) પછી પરદો હટાવી લેવામાં આવશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે : ખુદાની કસમ ! જન્નતીઓને એમના (અલ્લાહપાક) તરફ જોવા અને દર્શન કરવાથી શ્રેષ્ઠ નેઅમત બીજી કોઈ ન મળી.**

*(તિરમિઝી, અબવાબુ સિફતિલ જન્નહ, બાબ અલ્લાહ તઆલાના દીદાર બાબતે)*

